

। श्रीहाटकेश्वराय नमः ।

## શ્રી દશાનાગર વણિક જ્ઞાતિ માટે

# લગ્ન વિચાર અને જાગૃતિની જરૂર.

। ईश्वर कृत मिदं-सर्वम् ।

* પતિએ પત્નીવ્રત લેવું અને પત્નીએ પતિવ્રત લેવું,
એવી પરસ્પરની પુણ્યપ્રતિજ્ઞા તે લગ્ન.

* * * *

સંસારમાં સ્નેહનાં સ્વર્ગ સરજાવે,
એક બીજાની સફળતા સધાવે,
અને કલ્યાણપથની પ્રેરણાઓ સમા,
પરસ્પરને પ્રભુતામાં પ્રેરે,
એ લગ્ન વ્રતની મહા દીક્ષા.

**કવિ નાનાલાલ.**

આપણા પ્રિયજનની સાથે આપણો અભેદ-એકાત્મ-ભાવ તે પ્રેમ. બે જુદી વ્યક્તિ છતાં આચાર, વિચાર, રહેણી, કરણી વિગેરે બાબતમાં એકત્ર થાય-ઐક્યમાં સંધાય-તેજ પ્રેમ. આવાજ પ્રેમથી એક એકનો મિત્ર બને છે, અને તે પ્રમાણે અન્ય કુટુંબની કન્યા સાથે જે મિત્રતા થાય, અને તેને અંગે જે સંબંધ બંધાય તે લગ્ન.

આપણા પૂજ્ય ઋષિવરોએ મનુષ્યની જીંદગીના ચાર વિભાગ કર્યા છે, જેથી માણસને આખી જીંદગીના અમુક અમુક ભાગમાં ક્યાં ક્યાં કર્મો કરવાં આવશ્યક છે, તેની સમજણ પડે. બ્રહ્મચર્યાશ્રમમાં બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરવાનું, ગૃહસ્થાશ્રમમાં લગ્ન કરી સંસાર સુખ ભોગવવાનું તથા ગૃહસ્થના સઘળા નિયમો સાચવવાનું, વાનપ્રસ્થાશ્રમમાં વનવાસ અને શાસ્ત્રાભ્યાસ કરવાનું અને સંન્યસ્તા શ્રમમાં સંન્યસ્ત લઇ ઉપદેશ તથા શાસ્ત્રાવલોકન કરવાનું વગેરે કર્મો અનુક્રમે બજાવવાનાં છે.

વિદ્યાભ્યાસ પુરો કરી રહ્યા પછી શાસ્ત્રમાં વિવાહ કરવાનું કહ્યું છે. હવે વિવાહસંબંધ કોનો કોનો થઇ શકે એ જાણવું અગત્યનું છે. આપણે વૈશ્ય છીએ અને વૈશ્યને અન્ય જાતિની કન્યા સાથે વિવાહ કરવાનો અધિકાર નથી. જો વૈશ્ય, બ્રાહ્મણ યા ક્ષત્રિયની કન્યા સાથે સંબંધ બાંધે તો સમાજમાં વર્ણસંકરતા થવાનો ભય રહે છે. માટે વૈશ્યને વૈશ્ય સિવાય અન્ય જાતિની કન્યા વર્જ્ય છે.

ઉપરોક્ત શાસ્ત્રના નિયમો અત્રેની દશાનાગર જ્ઞાતિમાં દસ્ય થતા નથી. અત્રેની જ્ઞાતિમાં બ્રાહ્મણની, કે ક્ષત્રિયની કન્યા નથી લવાતી તેટલુંજ નહિ, પરંતુ પર જ્ઞાતિની વૈશ્યની કન્યા પણ લવાતી નથી. દુર્ભાગ્યે જ્ઞાતિમાં લગ્નનું ક્ષેત્ર પણ ઘણું સંકુચિત છે. જ્યાં સુધી જ્ઞાતિમાં કન્યાની અછત ન હતી, પરગામથી કન્યાઓ આવતી હતી અને જ્ઞાતિમાં અવિવાહિત પુરૂષોની સંખ્યા અલ્પ હતી, ત્યાં સુધી સૌ સારૂં હતું. પરંતુ કમનસીબે જ્ઞાતિમાં કન્યાઓની ઘણીજ અછત થઇ ગઇ, પરગામવાળાઓએ અમદાવાદમાં કન્યાઓ ન દેવાનો ઠરાવ કર્યો, અને બીજા કેટલાક કારણોને લીધે અત્રે અવિવાહિતની સંખ્યા

વૃદ્ધિ પામતી ગઇ. આથી ઘણા પુરૂષો કુંવારાજ મૃત્યુવશ થવા લાગ્યા. વિશેષમાં કુળવાનો હોય ત્યાં સુધી બીજાઓનો તો વારો આવેજ નહિ; તથા બીજવર અને ત્રીજવર વચમાંથીજ ઝુંટ પડાવવા લાગ્યા. આથી સ્થિતિ એટલે સુધી આવી ગઇ છે કે જ્ઞાતિમાં લગભગ બસે કુંવારા છે ત્યારે ફક્ત પચાસેક કન્યાઓ છે. કહો ! હવે, બસો-માંથી દોઢસો આશાવંત યુવકો તો પરણવાની આશામાંને આશામાંજ મૃત્યુ પામશે ને ? તેમના મનની મુરાદ મનમાં જ રહેશે ને ?

હવે કન્યાઓની આ અછત—હાડમારી—મટાડવા આપણે કંઇ પ્રયત્નો આદરવા જોઇએ; નહિતો જ્ઞાતિ બહુ અધમ દશાએ પહોંચવાનો સંભવ છે. વિશ્વમાં દરેક ચીજની સારી તેમજ નરસી એમ બે બાજુઓ હોય છે, તેમજ કન્યાઓનો દુષ્કાળ દૂર કરવા સારૂ પણ આપણે માટે બે પ્રકારના રસ્તા ખુલ્લા છે.

પ્રથમ આપણી જ્ઞાતિમાં કન્યાઓ કોને નથી મળતી ? એ જાણવું બહુ આવશ્યક છે. બારીકાઇથી વિચાર કરતાં તરત જણાશે કે અમુક કુટુંબના માણસોને વગર માગ્યે પહેરામણીથી કન્યા મળે છે, જ્યારે કેટલાક કુટુંબોને પૈસા ખરચતાં પણ તે મળતી નથી. આનું કારણ શું હશે ? કારણ તો કાંઇ હશે જ અને છે, પરંતુ તે એ છે કે અમુક માણસોના કુળમાં કોઇએ અગાડી કંઈ અયોગ્ય કાર્ય કર્યું હોય અથવા તેમના પિત્રાઇઓમાંજ કોઇએ તેવું કાંઈ કર્યું હોય તો તેને લીધે તેમને—નિરપરાધીઓને—તેઓ દરેક રીતે લાયક હોવા છતાં પણ કન્યા મળતી નથી. બીજા કુટુંબવાળાઓને તેમની કન્યાઓ ખપે છે ખરી, પરંતુ તેઓ તેમને દેવામાંજ ફક્ત હલકાઈ લેખે છે, અને વખતે કોઇ દે તો તે પણ તેમના જેવાજ ગણાય

છે. આથી કન્યાઓની અછત તો છે, અને તેમાં વળી પાછા બે વિભાગ જણાય છે એટલે જ્ઞાતિમાં કન્યાની અછતનાં હોઈ શકે તેટલા કારણો છે. વારૂ! હવે આ વસ્તુસ્થિતિનો અભ્યાસ કર્યા પછી આનું પરિણામ શું આવ્યું છે, અને હજુ ભવિષ્યમાં શું આવશે તેનો વિચાર કરીએ?

જ્ઞાતિમાં પરણેલાઓ કરતાં અવિવાહિતની સંખ્યા વિશાળ છે. અવિવાહિત કન્યાઓ કરતાં પુરૂષોની સંખ્યા ચાર ગણી છે. ત્યારે તેનું પરિણામ શું આવે? તે સહેજ વિચારીએ. અવિવાહિતમાંના ઘણાખરાએ તો પરણવાની આશાજ છોડી દીધી હશે; કારણ કે તેમની ઉંમર સાધારણ રીતે ત્રીસથી ઉપર થઈ હોય એટલે તેઓની પરણવાની તો ઓછું સંભવિત છે. જેઓ નાની ઉંમરના હોય પરંતુ તેમને પૈસા આપ્યા વગર કન્યા મળતીજ ના હોય અને તેઓ તેટલા પૈસા આપવાને અશક્ત હોય એટલે તેઓને પણ કન્યાની પ્રાપ્તિ થવાની નહિ. વળી જેઓ પૈસાદાર હોય છે તેમને પણ કન્યા મળતી નથી; કારણ કે લોકો હવે પૈસા કરતાં પોતાના વંશની વૃદ્ધિની વધુ અપેક્ષા રાખે છે, અને તેથી તેઓ પૈસા ન લેતાં સારૂં માગે છે. આથી પૈસાવાળા તેમજ પૈસા વિનાના દરેકને કન્યા મળવી મુશ્કેલ છે.

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી સાધારણ રીતે અવિવાહિત પુરૂષોના હૃદયમાં એમ પ્રશ્ન ઉદ્‌ભવે કે આ જ્ઞાતિમાં ગણાવાથી તેઓને અંગત ફાયદો શો? તેમના પછીજ તેઓના વંશની સમાપ્તિ થવાની. જ્ઞાતિમાં ગણાવાથી તેમને ફક્ત લહાણા યા ભોજનનો લાભ મળી શકે; પરંતુ તેઓ શારીરિક યા માનસિક સુખ કરતાં ઉપ-

રોકત આર્થિક સુખને શા રીતે વધુ ઉમળકાથી વધાવે ? તેઓ વંશવૃદ્ધિની વધુ અપેક્ષા રાખે કે જ્ઞાતિ સાથે ભોજન–વ્યવહાર સાચવવાની ? તેઓ તો હમેશાં એમજ વિચારે કે જ્ઞાતિમાં રહેવાથી લાભ શો ?

જેઓને જ્ઞાતિમાં રહેવાથી કંઈ ફાયદો નથી તેઓ શા માટે જ્ઞાતિની પરવા રાખે ? તેઓ પરજ્ઞાતિની ભાણે ખપતી કન્યા લાવીને કેમ પોતાના મનોરથ પુરા ન કરે ? જેમની દરકાર જ્ઞાતિ કરતી નથી તેઓ જ્ઞાતિની શું કરવા દરકાર રાખે ? સંસારમાં જન્મ લઇને સંસારના લ્હાવાથી તેઓ શા માટે વંચિત રહે ? જ્ઞાતિના બંધારણની ખાતર યા હિતની ખાતર તેઓ કુંવારાને કુંવારાજ મરી જાય તો પણ તેમને કોણ ધન્યવાદ આપવાનું હતું ? કદાચ કોઇ આપે તો તેથી તેમને લાભ શું ? આથી જણાય છે કે તેઓને પરજ્ઞાતિની કન્યા લાવવી આવશ્યક છે. પરંતુ તેવી સ્ત્રીઓથી થએલી સંતતિની ગણના કયી જ્ઞાતિમાં કરવી ? વળી પુરૂષના મરી ગયા પછી તેની સ્ત્રી તેની બધી સંપત્તિ પોતાને પિયર લઇ જશે કે આજ જ્ઞાતમાં રાખશે ? અગર તેમનાં છોકરાંઓનાં લગ્ન કયાં કરશે ? વારૂ ! આ બધા સવાલોનું તો કંઈ નિરાકરણ થશે પરંતુ પરજ્ઞાતિની કન્યા આવવાની તે કયી જ્ઞાતિની હશે તેની શી ખાત્રી ? આપણે ઘણી હલકી જાતની સ્ત્રીઓને જુદું નામ લઇ પરણતી અને પછી દાગીના વા પૈસા લઇને નાસી જતી સાંભળી છે. માટે આપણામાં પણ તેવા ગોટાળા થાય તો તેથી બહુ શરમાવાનું થઈ પડે. તેથી તેનો કંઇ ઉપાય ?

પરંતુ પરજ્ઞાતિની કન્યા લાવતા પહેલાં આપણે ઘણો વિચાર

કરવો જોઇએ. ઉપરની શંકાઓનો જવાબ મળે તો પણ દીર્ઘદૃષ્ટિથી ઉંડો વિચાર કરવાની ખાસ જરૂર છે. પરજ્ઞાતિની કન્યા લાવ્યાથી આજ સુધી જે ઉત્તમતા અને શ્રેષ્ઠતાનું અભિમાન આપણે ધરાવીએ છીએ, તે શ્રેષ્ઠતા પછી પણ કાયમ રહેશે કે કેમ? અત્યાર સુધી આપણે શુદ્ધ નાગરના વંશજ છીએ, જ્યારે પરજ્ઞાતિની કન્યા લાવ્યા પછી આપણે શુદ્ધ નાગરના વંશજ રહી શકીએ કે કેમ? નાગર સિવાય અન્ય કોઈ જાતિમાંથી આપણો જન્મ થયો નથી પણ ભવિષ્યની પ્રજા તો વિવિધ જ્ઞાતિની સ્ત્રીઓથી ઉત્પન્ન થએલી કહેવાશે. તો પછી આપણે અન્ય જ્ઞાતિઓ કરતાં ઉત્તમ કયી રીતે કહેવાઈશું? વળી કન્યાવ્યવહાર ત્યાં ભોજન વ્યવહાર પણ અવશ્ય હોયજ, જે આપણે માટે ચાહવા લાયક ન હોય. વારૂ! એ બધું તો ઠીક, પરંતુ પરજ્ઞાતિની કન્યા લાવવાની છૂટ થાય તો પછી જ્ઞાતિમાં કેટલાક એવા પણ નીકળે કે તેમને જ્ઞાતિની કન્યા મળતી હોય છતાં તેઓ પરજ્ઞાતિની કન્યા વધારે પસંદ કરે! ત્યારે પછી જ્ઞાતિની કન્યાઓ કયાં જશે? વળી કેટલાક એમ પણ કહે કે "અમને જ્ઞાતિમાં યોગ્ય વર નથી મળતા માટે અમે તો પરજ્ઞાતિમાં કન્યા દઇશું; કારણ કે પરજ્ઞાતિ સાથે કન્યા વ્યવહારની છૂટ છે. જેમ કન્યા લઇએ એમ દઇએ પણ ખરા." માટે કહો! જ્ઞાતિ આ પસંદ કરશે કે? આટલા બધા નુકસાનવાળો રસ્તો લીધા કરતાં બીજો કંઈ ઉપાય શોધીએ તો કેવું! પરજ્ઞાતિની કન્યા લાવ્યા કરતાં જ્ઞાતિમાં જ સુધારો કરીએ તો કેમ?

જ્યારે ડાસરા, મહેમદાવાદ, ખેડા, દહેગામ વગેરેની દશાનાગર જ્ઞાતિમાં સર્વ જ્ઞાતિજનો સમાન-બંધુત્વ-ભાવે રહે છે, ત્યારે અમ-

દાવાદમાં કુલીન અને અકુલીન એવા બે પક્ષ હોય એમ જણાય છે. ભાગ્યેજ કોઇ સિદ્ધ કરી શકશે કે આ કુલીન છે અને તે અકુલીન છે; પરંતુ જ્ઞાતિજનોના હૃદયમાં એવો ઉંડો ભેદ ભરાઈ ગયો છે કે કુલીન પોતાની કન્યા સામા પક્ષમાં ઉતારી ન શકે. જ્ઞાતિમાં સર્વ બંધુ સમાન છે એમ દરેક જ્ઞાતિબંધુએ સમજવું અને પછી પોતાની પુત્રી સંપૂર્ણ રીતે લાયક હોય તેને જ આપવી.

ઉપરોક્ત બંને પક્ષ વચ્ચેનું અંતર બોલ્યાથી નહિ પરંતુ તે પ્રમાણે વર્તવાથી જ દૂર થઈ શકશે. કુળાકુળનો ભેદ ટાળવાને માટે જો કુલીન પક્ષવાળા ઉત્સુકતા દર્શાવે, તો તે કાર્ય ઝડપથી પાર પડે જો એક વ્યક્તિ આવો વિચાર કરે તો તે કામ ન આવે, કારણ કે તેથી તો ઉલટો તે બિચારો પોતે જ તેનો ભોગ થઈ પડે. જો કુળવાનોની મોટી સંખ્યા સંપ કરી ભેદ ટાળવા પ્રયત્ન કરે તો તેઓ વચ્ચેનું અંતર ટળે.

જો કદાચ કુલીનો ઉપર કહ્યા મુજબ કંઈ પગલાં ન લે તો બીજા પક્ષ વાળાઓએ અનેજ સંપ કરીને ઉપાયો યોજવા, જેથી તેઓને ભોગવવી પડતી કન્યાની હાડમારી દૂર થાય.

આપણી જ્ઞાતિમાં જે સાટાં તેખડાં અને કન્યાવિક્રય દૃષ્ટિગોચર થાય છે, તેનો તદ્દન નાશ કરવો જોઇએ; કારણ કે તેથી વરની યોગ્યતા ન જોવાતાં જેની પાસે કન્યા હોય અગર પૈસો હોય તે મંડાય અને બીજે લાયક માણસ રહી જાય. વળી નાલાયક માણસને કન્યા મળવાથી તેમનો સંસાર દુઃખમય નીવડે. આ પ્રકારના લગ્નોમાં બાળલગ્ન યા વૃદ્ધલગ્ન થવાનો પણ વિશેષ સંભવ છે, અને તેવાં લગ્નોથી જ્ઞાતિમાં વિધવાઓની સંખ્યા વૃદ્ધિંગત થતી

જાય એ સ્વાભાવિક છે. બાળલગ્ન થયા પછી અચાનક રોગથી કે બીજા કોઈ કારણથી વર મરણુ શરણુ થાય અને તેજ પ્રમાણે મૃત્યુની સમીપમાં વસનાર વૃદ્ધને કાળ પોતાનો ગ્રાસ બનાવે, તો બિચારી નાની બાળા વૈધવ્ય દશાને પ્રાપ્ત થાય, તેથી જ્ઞાતિમાં અનાચાર વધે એટલુંજ નહિ પરંતુ જ્ઞાતિની વસ્તી પણુ વધતી અટકે. એ બિચારી નિરપરાધી બાળાનો યૌવનકાળ વૃથા જાય તેના કરતાં જો તેને પ્રથમથીજ કોઇ યુવાન સાથે પરણાવવામાં આવી હોય તો કેવું ? તેથી જ્ઞાતિમાં એક ઘર મંડાય તેમજ વસ્તીમાં પણ વધારો થાય. કન્યાવિક્રય, સાટાં તેખડાં, બાળલગ્ન અને વૃદ્ધલગ્ન જો જ્ઞાતિમાંથી નાશ પામે તો જ્ઞાતિમાં કન્યાની અછત કાંઈક અંશે ઓછી થાય.

લગ્ન માટે જ્ઞાતિમાં કેટલાક જનો ધનિકોને વધુ યોગ્ય ગણે છે. પરંતુ તેમણે તેમ ન કરતાં ગુણ, સ્વભાવ ઉપર વિશેષ લક્ષ આપવું જોઇએ. ગરીબ માણસ સદ્‌ગુણી, વિદ્વાન્ અને સશક્ત હોય તેમજ પોતાનું ભરણપોષણ સારી રીતે કરી શકે તેવો હોય તોપણ તેની કદર બરાબર થતી નથી. પૈસાને કન્યા પરણાવ્યા કરતાં યોગ્ય માણસને કન્યા દીધાથી તે વધુ સુખ પામશે, તેમજ ગરીબનો ગૃહસંસાર મંડાશે. જ્ઞાતિમાં આથી યોગ્ય જનોની ખૂજ થશે. વળી પૈસાના મદમાં ઘેલા થઇને ઘુમતા લોકોનો મદ ઉતરશે–તેમની આંખ ઉઘડશે. સાધારણ રીતે જે ગરીબ માણસો વિવેકી, ડાહ્યા, કરકસરવાળા અને વિદ્વાન્ તેમજ સદ્‌ગુણી હોય તેઓની પસંદગી શામાટે પ્રથમ ન થવી જોઈએ ? કેટલાક અભિમાની પૈસાદારનો ભાવ પ્રથમ પૂછાવાથી તેઓ જ્ઞાતિને વિષે તદ્દન બેપરવા રહે છે, જ્યારે ગરીબ

લોકો પોતાની કદર જાણનારી જ્ઞાતિના હંમેશને માટે આભારી બને છે, અને તેનું શ્રેય કરવા માટે તેઓ નિરંતર તત્પર રહે છે. વળી અત્રે વધુ સૂક્ષ્મદૃષ્ટિથી એ વિચારવાનું છે કે જેમને વગર માગે કન્યા મળે તેઓ હંમેશાં કન્યાની દરકાર પણ ઓછી રાખે-તેમની કિંમત પણ અલ્પજ આંકે-અને તેઓ તેમના સુખની જરા પણ પરવા ન કરે! માટે કન્યાવાળાઓએ ઘર ન જોતાં વર જોવો કે જેથી ભવિષ્યમાં પોતાની પુત્રીઓ સુખ પામે.

એક વિશેષ આશ્ચર્યની વાત એ છે કે આપણી જ્ઞાતિમાં જેટલા બીજ વર અને ત્રીજ વર હશે તેટલા ભાગ્યેજ અન્ય કોઈ જ્ઞાતિમાં હશે. કદી કોઇની પ્રથમ સ્ત્રી મૃત્યુ પામી તો તેનો વિવાહ તે જ દિવસે મતલબ કે તરતજ થાય છે. અને વળી કેટલીક વખતે તો પ્રથમ સ્ત્રી મરણ શય્યા ઉપરજ હોય ને બીજા વિવાહની ગોઠવણ થઇ જાય છે. નાની ઉંમરના બીજવર હોય અને જો તેઓ દરેક રીતે ફરી પરણવાને લાયક હોય તો અલબત્ત તેમને કન્યાઓ દેવી; પરંતુ એટલું યાદ રાખવું કે તેમના કરતાં વિશેષ લાયક અથવા તેમના જેટલાજ લાયક પ્રથમ વરને પ્રથમ પસંદ કરવો. કારણ કે બીજ વરની ગણના અવિવાહિતમાં થતી નથી અને તેઓમાંના ઘણાને તેમનો વંશ કાયમ રાખનારી-વધારનારી-સંતતિ થઇ હશે. તેઓને ફરી પરણવાથી જેટલો આનંદ અને લાભ થશે તેના કરતાં જેઓએ તેવો લ્હાવો કદી લીધો નથી તેમને ઘણોજ આનંદ તેમજ લાભ થશે. જ્ઞાતિમાં જો એવો રિવાજ હોય કે મોટી ઉંમરના વિધુરને છેલ્લામાં છેલ્લી પસંદગી આપવી, તો તે અયોગ્ય નહિ જણાય. આપણી જ્ઞાતિમાં આશરે પોણોસોથી વધુ બીજ વર હશે, તો તેના

કરતાં જો તે કન્યાઓ અવિવાહિત યુવાનોને દીધી હોત તો જ્ઞાતિમાં કન્યાની કેટલી છૂટ થાત?

**असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ।**
**सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥**

**મનુ० ૩ ॥ ૫ ॥**

**ભાવાર્થ:—**જે કન્યા માતાના કુળની છ પેઢીની ન હોય, તથા પિતાના ગોત્રની ન હોય તેની સાથે વિવાહ કરવો યોગ્ય છે.

આ પ્રમાણે શાસ્ત્રનું વચન છતાં કેટલાક જ્ઞાતિબંધુઓ સગોત્રમાં તેમજ પાસેપાસેના સંબંધ બાંધે છે, એ તદન અયોગ્ય છે; અને અધમ સમાજમાં હીચકારૂં છે. આવા પ્રકારના લગ્ન પ્રેમ—જનક નીવડતાં નથી, તેમજ સંતાનોત્પત્તિ પણ સારી થતી નથી. આપણી જ્ઞાતિમાં કંઈ ઘરની અછત નથી કે જેથી સગોત્રમાં લગ્ન કરવાની ફરજ પડે. આવાં લગ્નનું મૂળ કારણ શોધતાં ફક્ત એમજ લાગે છે કે તે પૈસાના લોભને આભારી છે. વ્યવહારિક દૃષ્ટિથી પણ આપણે જરા વિચાર કરીશું તો તરત જણાશે કે આપણા પોતાના ગોત્રની કન્યા આપણી સગી થાય; તો તેની સાથે સંબંધ બાંધવો એ શું યોગ્ય કહેવાશે?

જો આપણી જ્ઞાતિમાં માબાપની સંમતિથી સ્વેચ્છા વર વરવાની પદ્ધતિ દાખલ થાય તો તેથી વખતે The fittest survive મુજબ જે લાયક હોય તેજ ઉત્પન્ન થાય, અને તેમનો ગૃહસંસાર પણ સુખથી ચાલે. પરંતુ આ પદ્ધતિ દાખલ કરતાં પહેલાં કન્યાઓને તેમની મેળે વરની પસંદગી કરવા જેટલી લાયક બનાવવી જોઇએ.

૮૬૩૮

આપણી દશાનાગરની જ્ઞાતિ લગભગ વીસ પચીસ જગાએ વસે છે. માટે જો તે બધી જ્ઞાતિના પંચ એકઠાં થઇને એવો ઠરાવ કરે કે સમસ્ત દશાનાગરોને એક સરખા ગણીને કંઈપણ ભેદભાવ રાખ્યા વિના અરસ્પરસ કન્યાવ્યવહાર ચાલુ કરવો; તો તેથી તેમને તેમજ આપણને લાભ થાય. પૂર્વે અમદાવાદીઓને કાસરા, મહેમદાવાદ ખેડા, મહુધા વગેરે ગામો સાથે કન્યા વ્યવહાર હતો; પરંતુ જે કારણસર તે બંધ થઇ ગયો તે કારણ જો દૂર કરવામાં આવે એટલે અમદાવાદીઓ પોતાની કન્યાઓ જો જ્ઞાતિના ભલા માટે પાસેના ગામોમાં ઉતારે તો ઉપર દર્શાવ્યા પ્રમાણે આપણી સાથે તેમનો પૂર્વવત્ કન્યાવ્યવહાર ચાલુ થાય.

છેલ્લો પરંતુ ઘણોજ અગત્યનો ને સચોટ એક ઉપાય હજુ બાકી રહ્યો છે, જે આપણી જ્ઞાતિમાં ખાસ અજમાવવા જેવો છે, કારણ કે તે ઉપાય ગામડામાં તેમજ જૈનોમાં અને અન્ય જ્ઞાતિઓ જેમાં કન્યાઓની પુષ્કળ અછત હતી ત્યાં અજમાવાએલો છે, અને તે ઘણે સ્થળે ફતેહમંદ નીવડયો છે. તે ઉપાય નીચે પ્રમાણે છે.

જ્ઞાતિમાં અમુક મુદતમાં અમુક વર્ષ ઉપરની કન્યાનો વિવાહ જ્ઞાતિના કોઇ પણ સુશીલ યુવાન સાથે ઓછામાં ઓછું સાત વર્ષનું અંતર રાખી અમુક ઠરાવેલ પહલે કરવો. કન્યાનું લગ્ન તેરમે વર્ષે કે તે પછી કરવું. જો કદાચ વર કે કન્યા ભવિષ્યમાં યોગ્ય ન નીવડે તો જ્ઞાતિની પરવાનગીથી વિવાહ તોડી શકાય. વિવાહ કરવામાં ખાનગી કન્યાવિક્રય કરવો નહિ.

ઉપરોક્ત ઉપાયોથી જ્ઞાતિમાં બાળલગ્ન અદશ્ય થશે, વૃદ્ધલગ્નનું તો નામ પણ નહિ સંભળાય. બાળ વિધવાઓ ઘણા ઓછા પ્રમા-

ણુમાં નજરે આવશે, જ્ઞાતિમાં કન્યાની છૂટ–વિપુલતા–થશે, જ્ઞાતિજનોમાં પરસ્પર સંપ અને હેત વધશે અને જ્ઞાતિમાંથી કન્યાવિક્રય ટળશે. અંતે જ્ઞાતિના સર્વ જનો પૈસે ટકે સુખી થઇ જ્ઞાતિ આબાદ થશે.

હવે આપણી જ્ઞાતિમાં લગ્નક્રિયા કેવા પ્રકારની થાય છે, તે જરા અવલોકીએ. જ્ઞાતિજનો લગ્નનો અર્થ બરાબર સમજે છે કે નહિ ? તેમાં લેવાતી પ્રતિજ્ઞાઓ પળાય છે કે નહિ ? અને પતિ–પત્ની એકબીજા પ્રત્યેના પોતાના ધર્મ જાણે છે કે નહિ ? તે જો અત્રે આલેખીએ તો અસ્થાને નહિ ગણાય !

આપણી જ્ઞાતિમાં લગ્નો ખઇ જોતાં સંતોષકારક રીતે થતાં નથી. નથી પતિ સમજતા કે વધુ પ્રત્યે તેની શી શી ફરજો છે, કે નથી વધુ સમજતી કે પતિ પ્રત્યે તેની શી શી ફરજો છે ? અરે ! એકબીજાને તેમણે પ્રતિજ્ઞાઓ આપી છે, એમ પણ તેઓને ભાન હોતું નથી. વરકન્યાનો વિવાહ તેમના માબાપ પોતાની ઇચ્છાનુસાર કરે છે તેમાં પરણનારની ઇચ્છા જરા પણ જોવાતી નથી. જો પરગામથી કન્યાઓ આવતી હોત તો તેઓ એકબીજાને ઓળખત પણ નહિ.

લગ્ન કે વિવાહ કરવામાં પુત્રીનાં સુખ દુઃખ, તેની અનુકૂળતા કે સંમતિ કરતાં માબાપનો પોતાનો સ્વાર્થ વિશેષ જોવામાં આવે છે. પૈસાથી પોતાની તીજોરી કેમ તર થાય, પૈસાદાર સગાં કેમ મળે, કુળવાનોના સગામાં પોતાની ગણના કેમ થાય, વગેરે બાબતો પર વિશેષ લક્ષ અપાય છે. જ્ઞાતિમાં બીજા લાયક વર હોય, તો પણ રૂઢી–પ્રથાને અનુસરી તેને કન્યા ન આપતાં અમુક ગોળ

(જથા)માં પોતાની પુત્રીઓ આપી પોતાનું કર્તવ્ય પૂર્ણ થએલું માને છે. વર કરતાં ઘણું કરીને ઘર પ્રથમ જોવાય છે. ઘરમાં પૈસો ને જમાના પહેલાંની થઈ ગએલી કુલીનતાને પ્રથમ પદ અપાય છે: પછી વર ભલે બાળક, વૃદ્ધ, દુર્ગુણી, અશક્ત, અને અજ્ઞાની કે અભણ હોય, તો પણઃ—

"તાતે કર્યું તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે,
પ્રિય પતિ ગણી એ સાથ તારો, જીવ જોડી રાખજે."

એમ માનવું પડે છે—નીભાવી લેવું પડે છે. આર્ય બાળાઓ ઘણી સહનશીલ છે. ગમે તેવી મનોવ્યથા તે મૌન મુખે સહન કરે છે, અને "દીકરી ને ગાય, દોરે ત્યાં જાય." એ લોકોક્તિ અનુસાર જેવું મળે, જેને ઘેર માબાપે દીધી હોય, ત્યાં સર્વ સંકટો વેઠી, સુખદુઃખે જીવનભાર વહે છે. ખરેખર! આ કન્યાઓ અને સ્ત્રીઓ માટે અતિ માનાસ્પદ અને મગરૂર થવા જેવું છે, પરંતુ તેમના સ્વાર્થી માતાપિતાઓને માટે ખેદમાં વધારો કરનારી બાબત છે; નજીવી નજીવી બાબતોમાં સુધારા કરવા આપણે પહેલા દોડીએ છીએ, અને આવી ખાસ અગત્યની બાબતમાં પોલમપોલ ચલાવીએ છીએ એ શું આપણને ઓછું લજ્જાસ્પદ છે?

જ્ઞાતિમાં એક વાર થએલો વિવાહ તોડવામાં આવતો નથી, અને જો એમ થાય તો સજા કરવામાં આવે છે. માટે વિવાહ કરતી વખતે માબાપોએ બહુ બારીક વિચાર કરવાનો છે. વિવાહ નેજ લગ્ન માની લઈએ તો તે ખોટું નહિ ગણાય. કેટલાક માણસો જો કે વિવાહ તોડે છે, પરંતુ ખરેખર! તે ઇચ્છવા યોગ્ય નથી. વાગ્દાન થએલી કન્યાનો વિવાહ તોડીને અન્યની સાથે તેનો વિવાહ કરવો તે બીલકુલ ઇચ્છવા લાયક નથી.

લગ્નવિધિ પ્રત્યે આપણે જેવું જોઈએ તેવું લક્ષ આપતા નથી.

પરંતુ તે શાનું અપાય ? લગ્નની મહત્તા સમજ્યા વિના વિધિની ઉપયોગીતા શી ? આપણા લોકો ક્યાં સમજે છે કે લગ્ન એ દૈવી સંબંધ છે ? લગ્ન એ કંઈ માત્ર શારીરિક સંબંધ નથી, પણ આત્મિક સંબંધ છે. લગ્નની પ્રેમગાંઠ સાક્ષાત્ પરમેશ્વર પોતાને હાથેજ બાંધે છે; અને એક આત્માનો બીજાના આત્માની સાથે પ્રેમ સંબંધ જોડે છે. લગ્નવિધિ કરાવનાર બ્રાહ્મણોજ લગ્નનો ખરો અર્થ સમજાવવાની દરકાર ન રાખે, તો આપણને તેની મહત્તાનું સત્ય ભાન ક્યાંથીજ થાય ? ગોરને, જ્ઞાતિમાં પાંચ સાત લગ્નો એક દિવસે હોય તેથી બધે ઠેકાણે પહોંચી વળવાની ઉતાવળ હોય, એટલે તેઓ બરાબર વિધિ શા રીતે કરાવે ? કેટલીક વખત બ્રાહ્મણો શ્વસુરને બદલે **પ્રતિગૃહ્ણતા॰** અને જામાતૃને બદલે પોતે **પ્રતિ॰ [illegible]** કહી માંહોમાંહેજ પરણી લે છે. લગ્નમાં ખાસ મહત્ત્વની અને બહુજ ઉપયોગી, જે સપ્તપદી, તે તો ગોર મહારાજો સમજાવવાની તસ્દીજ લેતા નથી. પોતે જે ક્રિયા કરાવે છે તેનો ભાવાર્થ શું છે, તે પણ તેઓ સંતોષકારક રીતે સમજાવી શકતા નથી. માટે શાસ્ત્રોક્ત વિધિ અનુસાર દરેક ક્રિયા કરવામાં આવે, અને તેનો અર્થ ખંભાત વગેરે સ્થળોની માફક ગુજરાતીમાં કરી બતાવાય તો તે કર્યાની સાર્થકતા ગણાય.

આપણાં લગ્નો ઉત્તમ પ્રકારનાં છે, તેમાં લીધેલી પ્રતિજ્ઞાઓ આપણે અગ્નિ, ધ્રુવ, બ્રાહ્મણ તેમજ સગાંસંબંધીઓને સાક્ષી રાખીને લીધી છે; એટલે આપણને તેમાંથી મુક્ત થવાની તીવ્ર ઇચ્છા હોય, તોપણ તે બની શકે તેમ નથી. વળી આપણામાં કંઇ છેડાછુટકા કરવાનો રિવાજ નથી કે પાછળથી ના બને તો છુટા થઇ શકાય. માટે ખાસ સપ્તપદીમાં લીધેલી પ્રતિજ્ઞાઓ દરેકને સમજાવવી જોઇએ. અને તેટલા માટે અત્રે તે બતાવીએ છીએ.

# અન્ય જ્ઞાતિઓમાં લગ્ન પ્રસંગે વરવધૂએ પરસ્પર લેવાતી વેદશાસ્ત્રોક્ત પ્રતિજ્ઞાઓ.



## સપ્તપદી પ્રયોજન.

**नोदकेन न वा वाचा कन्यायाः पतिरिष्यते ।**
**पाणिग्रहण संस्कारात् पतित्वं सप्तमे पदे ॥**

માત્ર વચન આપવાથી (સગાઇથી) અથવા જલ મૂકવાથી રૂપ કન્યાનો પતિ થઇ શકતો નથી, પરંતુ પાણિગ્રહણના સંસ્કારથી સપ્તમ પદ પર્યંતની પ્રતિજ્ઞાઓ પૂર્ણ થતાં પતિપણું સિદ્ધ થાય છે.

## પદ ૧ લું વર વચન.

**एक मिषे विष्णुस्त्वानयतु ॥**

હે વધૂ! સૌભાગ્ય વગેરે ઇચ્છિત ફલની પ્રાપ્તિને વાસ્તે વિષ્ણુ ભગવાન્ ધર્મ અર્થ કામ અને મોક્ષ આદિ સર્વ પુરૂષાર્થ સાધી આપનાર ભૂલોક (પૃથ્વી)ને વિષે તને પ્રાપ્ત કરે. અર્થાત્ પરમાત્મા તને સૌભાગ્ય વગેરે ઇષ્ટ ફલ આપે.

## પદ ૧ લું કન્યા પ્રતિજ્ઞા.

**त्वत्तो मेऽखिलसौभाग्यं पुण्यैस्त्वं विविधैः कृतैः ।**
**देवैः सम्पादितो मह्यं वधूराद्ये पदेऽब्रवीत् ॥**

મારા અનેક પ્રકારના પુણ્યોના પ્રભાવથી દેવતાઓએ આપને મારા સ્વામી બનાવ્યા છે. આપથી જ મારૂં સર્વ પ્રકારનું સૌભાગ્ય છે.

### પદ ૨ જું વર વચન.

**द्वे उर्जे विष्णुस्त्वानयतु ॥**

હે વધૂ ! તને બલવાન્ કરવા વાસ્તે વિષ્ણુ ભગવાન્ ભૂલોક અને ભુવર્લોક (અન્તરિક્ષ) રૂપી બે પદને વિષે તેને પ્રાપ્ત કરે અર્થાત તારા આશ્રયથી મારા બલની પણ વૃદ્ધિ થશે.

### પદ ૨ જું કન્યા પ્રતિજ્ઞા.

**कुटुम्बं पालयिष्यामि ह्यावृद्धबालकादिकम् ।**
**यथालब्धेन संतुष्टा ब्रूते कन्या द्वितीयके ॥**

મને આપના તરફથી જે કાંઈ મળશે તેમાં સંતોષ રાખી બાલકથી વૃદ્ધપર્યંતના આપના કુટુંબનું પાલન કરીશ.

### પદ ૩ જું વર વચન.

**त्रीणि रायस्पोषाय विष्णुस्त्वानयतु ॥**

હે વધૂ ! અધ્યક્ષપણાવડે સંભાળી રાખેલ મારા ધનની વૃદ્ધિને વાસ્તે વિષ્ણુ ભગવાન્ ભૂલોક ભુવર્લોક અને સ્વર્લોક રૂપી ત્રણ પદોને વિષે તને પ્રાપ્ત કરે અર્થાત્ આજથી હું મારા ધનની તને અધ્યક્ષ બનાવું છું.

### પદ ૩ જું કન્યા પ્રતિજ્ઞા.

**मिष्टान्न व्यञ्जनादीनि काले [illegible] तव ।**
**यथाविष्टे चरिष्यामि तृतीये साऽब्रवीद्वरम् ॥**

હું આપના વાસ્તે મિષ્ટાન્નાદિક અનેક પ્રકારના ભોજનના પદાર્થો સમયસર તૈયાર કરીશ અને જેમ આજ્ઞા થશે તેમ વર્તીશ.

## પદ ૪ થું વર વચન.

**चत्वारि मायोभवाय विष्णुस्त्वानयतु ॥**

હે વધૂ! મારા સુખની ઉત્પત્તિ થવા વાસ્તે વિષ્ણુ ભગવાન ભૂઃ ભુવઃ સ્વઃ અને મહર્લોક રૂપી ચાર પદને વિષે તને પ્રાપ્ત કરે; અર્થાત્ મારા સુખની ઉત્પત્તિ તારે આધીન છે.

## પદ ૪ થું કન્યા પ્રતિજ્ઞા.

**शुचिः शृङ्गारभूषाहं वाङ्मनः काय कर्मभिः ।**
**सेविष्ये सुप्रसन्ना त्वां तुरीये साऽब्रवीद्वरम् ॥**

હું પવિત્ર થઇ તેમજ વસ્ત્ર અલંકાર ધારણ કરીને મન વચન અને શરીરવડે કાર્યો કરી અધિક પ્રસન્નતાપૂર્વક આપની સેવા કરીશ.

## પદ ૫ મું વર વચન.

**पञ्च पशुभ्यो विष्णुस्त्वानयतु ॥**

હે વધૂ! ગાય ભેંસ વગેરે જે મારા પશુ હોય તેનું સુખ મને પ્રાપ્ત થાય તેવી રીતે તેઓની રક્ષા કરવા વાસ્તે વિષ્ણુ ભગવાન્ તને ભૂઃ ભુવઃ સ્વઃ મહઃ અને જન લોકરૂપી પાંચ પદને વિષે પ્રાપ્ત કરે.

## પદ ૫ મું કન્યા પ્રતિજ્ઞા.

**दुःखे धीरा सुखे हृष्टा सुखदुःख विभागिनी ।**
**नाहं परं गमिष्यामि पञ्चमे साऽब्रवीद्वरम ॥**

હું દુઃખમાં ધીરજવાળી અને સુખમાં પ્રસન્ન થઈ આપના સુખ દુઃખમાં બરોબર ભાગ લઈશ. તથા શરીરવાળી અને મનવડે પણ અન્ય પુરૂષને ઇચ્છીશ નહિ.

### પદ ૬ ઠું વર વચન.

**षड् ऋतुभ्यो विष्णुस्त्वानयतु ॥**

હે વધુ! હેમન્ત, શિશિર, વસન્ત, ગ્રીષ્મ, વર્ષા, શરદ એ ૭ ઋતુઓને અનુસરતાં સુખોનો મને અનુભવ થવા વાસ્તે વિષ્ણુ ભગવાન્ ભૂલોકથી તપોલોક પર્યંતના ૭ લોકરૂપી ષટ્ પદને વિષે તને પ્રાપ્ત કરે.

### પદ ૬ ઠ્ઠું કન્યા પ્રતિજ્ઞા.

**सुखेन सर्वकर्माणि करिष्यामि गृहे तव ।**
**सेवां श्वसुरयोश्चापि बन्धूनां सत्कृतिं तथा ॥**
**यत्र त्वं च अहं तत्र नाहं वञ्चे प्रियं क्वचित् ।**
**नाहं प्रियेण वञ्च्या हि कन्या षष्ठे पदेऽब्रवीत् ॥**

હું આપના ઘરના તમામ કાર્યો તેમજ સાસુ સસરાની સેવા તથા અન્ય સંબંધીઓનો સત્કાર અધિક પ્રસન્નતા પૂર્વક કરીશ. તેમજ જ્યાં આપ રહેશો ત્યાં જ હું પણ રહીશ, અને કોઇ પણ વખતે આપ (પતિ)ને ઠગીશ નહિ. અને આપે પણ મને ઠગવી ન જોઇએ.

### પદ ૭ મું વર વચન.

**सखे सप्तपदा भव सा मामनुव्रता भव ॥**

હે વધુ! ભૂલોકથી સત્ય લોક પર્યંત સાતે લોકોના સુખોની પ્રાપ્તિ થવા વાસ્તે અને પાતિવ્રત્ય ધર્મનું યથાર્થ રીતે પાલન કરવા માટે વિષ્ણુ ભગવાન્ સત્ય લોકરૂપી સપ્તમ પદને વિષે તને પ્રાપ્ત કરે.

## પદ ૭ મું કન્યા પ્રતિજ્ઞા.

**होमयज्ञादि कार्येषु भविष्यामि सहायकृत् ।**
**धर्मार्थे काम कार्येषु मनोवृत्तानुसारिणी ॥**
**सर्वेऽत्र साक्षिणस्त्वं मे पति भूतोसि साम्प्रतम् ।**
**देहो मयार्पितस्तुभ्यं सप्तमे साऽब्रवीद्वरम् ॥**

હું હોમ યજ્ઞાદિ મોક્ષના કાર્યોને વિષે આપની સહાયકારિણી થઈશ અને ધર્મ, અર્થ તથા કામના કાર્યોને વિષે પણ આપની ઈચ્છાનુસાર વર્તીશ. આ વખતે આપ મારા પતિ થયા છો, અને મેં આપને મારો દેહ અર્પણ કર્યો છે. જેના અગ્નિ, બ્રાહ્મણ વગેરે સર્વે સાક્ષી છે.

॥ इति शुभम् ॥

ઉપર પ્રમાણે પ્રતિજ્ઞાઓ લઇ તેનો અર્થ સમજી જો તે પ્રમાણે વર્તન થાય તોજ લગ્નનું સાફલ્ય સધાય.

પતિએ ખસુસ યાદ રાખવું જોઇએ કે તેણે પોતાની પત્નીને તેની સહાયક-મિત્ર બનાવી છે; તેને પોતાના જેટલુંજ પદ આપ્યું છે. આથી તે તેને પોતાથી કદી પણ હલકી સમજશે નહિ.

સ્ત્રીએ પણ એટલું સમજવાની જરૂર છે કે તેણે પોતાનું સર્વસ્વ પતિને અર્પણ કર્યું છે; પતિજ તેનો પ્રભુ છે. આથી તે કદી પણ પતિની ઈચ્છા વિરૂદ્ધ વર્તન કરશે નહિ.

અધુના લગ્નનો વિષય જાતિમાં એટલો બધો સૂચાસ્પદ થઇ પડ્યો છે કે, જેને પરિણામે મારા હૃદયમાં તે વિષયે ઉપર કંઈક લખવાની ઉર્મિ થઇ આવી, અને તેથી તેણે આ નાનકડા પુસ્તકને જન્મ આપ્યો. પુસ્તકમાં મેં મારા ઉડતા વિચારો

નિષ્પક્ષપાતપણે દર્શાવ્યા છે. આ પુસ્તક ઉપરથી એમ નથી સમજવાનું કે લેખક પરજ્ઞાતિની કન્યા લાવવાની તરફેણ યા વિરૂદ્ધમાં છે; પરંતુ મને તેમાં જે ગુણદોષ દેખાયા, તે જ્ઞાતિબંધુઓ સમક્ષ રજુ કર્યા છે. તેમજ જ્ઞાતિમાંથી કન્યાની અછત ટાળવાના ઉપાયો પણ મારી યથામતિ દર્શાવ્યા છે. તેમાંથી સુજ્ઞ જ્ઞાતિબંધુઓને જે યોગ્ય લાગે તેજ ગ્રહણ કરવું. ઘણા લગ્નનો સત્ય ભાવાર્થ પણ સમજતા નથી, જેને પરિણામે કેટલાકનો ગૃહસંસાર દુઃખદાયી નીવડે છે, તેથી તે બાબતનું પણ જ્ઞાતિજનોને કંઇક જ્ઞાન થાય, એ હેતુથી આ લઘુ ગ્રંથમાં તે વિષય ચર્ચ્યો છે.

આ લેખ લખવામાં મારી અંતરેચ્છા એટલીજ છે કે હાલ આપણી જ્ઞાતિમાં લગ્નસંબંધી જે ગેરવ્યવસ્થા ચાલે છે અને જ્ઞાતિ બંધારણ શિથિલ થઇ જવાથી જે અંધાધુંધી પ્રવર્તી રહી છે તે દૂર કરવા માટે જ્ઞાતિના આગેવાનો તથા કર્તાકારવતાઓ જ્ઞાતિબંધારણ મજબૂત કરી જ્ઞાતિને પુનઃ સારે રસ્તે ચલાવવા પ્રયત્ન કરે.

અંતમાં એટલું જ કે જ્ઞાતિબંધુઓને તેમની હાલની સ્થિતિનું ભાન કરાવી, આપણી જ્ઞાતિની દિનપ્રતિદિન થતો જતો ક્ષય રોકવાના હેતુથી આ લેખ ખાસ લખાયો છે તેમાં કાંઇ દોષ જણાય તો લેખક ક્ષમા ચાહે છે, તેમજ જે સુજ્ઞ જ્ઞાતિબંધુઓ જ્ઞાતિહિતને માટે તેમાં કરવા યોગ્ય સુધારા મારા મિત્ર પ્રકાશક મારફતે મને સૂચવશે તો તેમનો ઉપકૃત થઇશ. **अस्तु.**

**॥ शान्तिः शान्तिः शान्तिः ॥**

## જાગૃતિ—નાદ.

રે શું જ્ઞાતિ વીરો તમો હજી સુધી,
નિદ્રા મહીં ઘોરશો ?
જુઓ આંખ ઉંચી કરી જગ વિષે,
આશ્ચર્ય સૌ દેખશો.
જ્ઞાતિ યત્ન કરી કરી અવરની,
ટોચે ઉભી છે અહીં;
શાને નિંદ મહીં હજી પડી રહી,
જ્ઞાતિ દશાનાગરી ?

H. A. Desai.